# પ્રભુ!

## પ્રભુ !! પ્રભુ !!!

## વળી આ

# નવુંજ ધતીંગ.



રચી છપાવી પ્રસીદ્ધ કરનાર,

ભાઇલાલ દેશાઇભાઇ પટેલ

શાંતિપોળ–કરમસદ

આવૃતિ ૧લી. પ્રત ૫૦૦૦.

સને ૧૯૨૩ સંવત ૧૯૭૯

સુરત લીમડાચોકમાં આવેલા દેશી મિત્ર પ્રેસમાં

મગનલાલ વનમાળીદાસે છાપી.

કીંમત એક આનો.

આવડા નાના પુસ્તકને સુચના તો હોય જ નહિ; પણ આવું નવીન નામ સાંભળી મનના વહેતા તરંગોને શાન્ત પાડવા અમારૂં સૂચના તરીકેનું પાનું રજુ કરૂં છું કે આ વળી નવુંજ ધતીંગ. ખરેખર આવાં આવાં ધતીંગ કરી પ્યારા દેશનું તથા આ મનુષ્ય રૂપી દેહને એક આવા પ્રપંચોના શીખર ઉપરથી ફેંકી તેની પાયમાલી કરે છે વળી ભાવ વીનાની ભક્તિ કરતાં ભગતરાજ પોતાનું જીવન કેવી રીતે ગુજારે છે; વળી ગાંડાભાઇ જેવા ટેવા ગોટાળા.વાળી અખળાનો ભવ બગાડી પોતાના કુળને આગળ વધારે છે. આ પણ એક જીવન અને મહાત્મા ગાંધીજીનું પણ એક જીવન છે. કહો ભાઇ? આ શું? આપણા હીંદુસ્તાનમાં આવાં આવાં પરીણામ નજરે જોયા છતાં જો મનુષ્ય પાપ અને પુન્યનો રસ્તો સમજી પોતાનું જીવન ચલાવે તો શું જીંદગી સુખમય ના બનાવી શકે? બનાવી શકે; જરૂર બનાવી શકે જ. અમુક પાંચ પચાસ વરસ જીવ્યાની ખાતર હજારો મનુષ્યોનાં આંત અવળાં કરી પેટ ભરે તો તે પોતે જ પાપમાં છે. નહિકે અન્ય કોઇ; માટે ભાઇઓ! આવાં અઘટિત પગલાં ભરવાં તેના કરતાં મરણ વધારે પ્રિય ગણી આગળ વધો તો પ્યારો દેશ અને મનુષ્ય જીવન શું ન ચઢી શકે? જરૂર ચઢી જાય; માટે હવેથી આવું ન થવા પામે તેટલાજ પુરતું હું મારી અલ્પ બુદ્ધી પ્રમાણે બે બોલ લખી જાહેર કરૂં છું તે ધ્યાનમાં લઇ ભૂલચૂક સુધારી મને ક્ષમા કરશો એવી આશા છે.

લી૦ સેવક, ભાઇલાલ દેશાઇભાઇ.

## બોલો મારા પ્રેમી પોપટજી બોલો બોલો.

બોલો હિંદવાસી થયા છો ક્યાં ઉદાસી
હાં બોલો બોલો હિંદ આ બોલાવે.–હાં.
ઊઠો ઉદાસી ત્યાગો લેવા સ્વરાજ્ય જાગો
સમય વહી જાતો જોડીને હાથ માગો.–હાં
દયાને દીલમાં લાવો દુઃખીનો લેજો દાવો
મનમાં ઉલટ આણી ગાનો ગુરૂનાં ગાવો.–
ભૂખે ભોળાઓ ભટકે અંતરમાં એ ખટકે
આળસને કરી અળગે લગાડી ધ્યાન ચરખે.–
હિંદનાં રતન મારા હૈયાનો હાર છે
મોંઘા તે મૂલની મારી રતનની ખાણ છે.–
આકાશે રવી ખીલે પડતાં કીરણ એ ઝીલે
પટેલ પોકારી કહે છે પય પ્રેમે રંગ પીલે.–



## વહાલી બ્હેનોને માટે ગરબો.

અલી સખીઓ આવો સાથમાં સાહેલીરે
ગરબો ગાંધીનો આજ ગાવા બેનીરે
પહેરીને ખાદી અહીં ખુશીથી ખેલોન
ધન ધન એનાં માને બાપ મુસે બોલોને
ઊગ્યો ભાનુ અરે અરણે દીસે દુઃખહારીરે
દુંદુંભી વગાડયા નાદ એ કુળ ધારી રે

હીરો અરે આ હિંદમાં ઝળકાયોરે
ખાવાના દેખી વેશ તે પરખાયોરે
દુઃખી થતા આ દેશને દીલ દાઝીરે
ગાજો સૌ બેની ગુણુ હરનીશ ગાજીરે
ઉઠો વીરા વેગે પડી પોકારીરે
સૌ. માગો સ્વરાજય અહીં દીલથી ધારીરે
એહો ખાદી ગુણુ છે ઘણા સુખકારીરે
રેંટીયાથી માંડી રંગ લેજો સુખકારે
ખાદી મહીં ખાદી મહીં ખુબ ખેલોરે
આવો પહેરી સૌ આજ હોંસે રેલોરે
બ્હેનો દીસે બળ છે ઘણું વીર જાણોરે
ગાંધીના ગુણુની આંચ ધુની જગાવોરે
મહમદ અને શૌકતશ્રી સાહેલીરે
સંમ્પીને કરવા કાજ ચાલ્યા બ્હેનીરે
પૂર્વમાં જઇને પ્રેમથી મલ્યા દાસેરે
પુરી કરવાને આશ ચાલ્યા પાસેરે
સુખી થવા સંસારમાં સપડાયારે
એણે ભીડી કારમી બાથ એ હિંદ જાયારે
દેવી દીસે માતા જુઓ અનસોયારે
એણે પૂર્વનાં સઘળાં પપ હોંસે ધોયાંરે
સતી સીતા તારામતી સમ ભાખોરે
સુકન્યા દ્રોપદી આંહી એને સ્થાપોરે
કળીયુગમાં કુળ તાર્યું ઓ બ્હેનીરે

વર્તાવ્યો હાહાકાર આ સાહેલીરે
બીડ ભંજન સઘળાં થયાં આભારીરે
ગણજો સૌ દેવો આંય દીલથી ધારીરે
ગરબે ચઢી સો ગેલથી આ ગાજોરે
બ્હેની સૌ સુખમાં આંય સંપ્પી રહેજોરે
બ્હેનો અરે બ્હેનો તમો સૌ આવોને
લખ્યો ગાંધીનો આજ ગરબો ગાવોને
સ્મરણ કરી શ્રીરામનું સંભાળુંરે
ભાઇલાલ જાય છે આજ કરવા વાળુરે



## ભટકતા રામનો ભવાડો.

સાંભળજો સાહેબો મારા ખાતાવહી આજે મારી
ઉઠયો જે અગ્ની અંતરમાં તે સાંભળજો કહું ધારી
લુંટી ભાઇઓ ભેગું કરતા ધન ખજાનામાં ભરતા
વિદેશી વસ્તુઓ વ્હોરી ફેશનમાં ફાલી ફરતા
સાઇકલોની સુળીપર અડવાને ઓઠીંગણ જોઇએ
કુમ લેધરના હોલબુટ ને બાંધવાને બેઠી જોઇએ
બેડીમાં બાર આનાબાળી સ્ટોકીંગનું બીલ બાળ્યું બે
હાફ પેન્ટના સાડાબાર સાંભળીને કહે છે કે...એ
કમેં કોટ લીધો છે આપી રૂપીઆ સાભળજો પંદર
કોલર ટાઇનું ટાંચણ કરતાં બીલ વધ્યું મહી છે અંદર
પુર ઠાઠમાં પુરા ખર્ચી પાપડખાઉ આગળ ચાલ્યા

ખરાનપુરી ભાગોળે જઇને હાર ગળામાં છે ઘાલ્યા
ફસ્ટ અપોન હોટલમાં પેઠા ઠાઠ રાખીને કહે છે શું
શેઠ સાહેબ સેકહેંન્ડ છે મારી કેમ ખરા ખુશીમાં શું
હોટલવાળો કહે છે હાજી રાજી થઇ ઓર્ડર કીજીએ
ઘરાકીના ઘણા ઘાણુમાં અહીંથી આઘા જઇ મરીયે
કોટ પેંન્ટના પોઝીશનમાં પુરો મૂકાણો આજે
ઇનસલ્ટ મોઢું ચીભડા જેવું ઊભું આઘો જઇલાજે
આઘે જઇ ઉભા રહી કહે છે કેમ અલ્યા સમજે છે શું
હોટલમાં હુપડાં જોડીને ધન ઉહેડી લે છે શું
ચપણા જેવું ડાચું તારૂં ચપણાં ધોઇને તમરી કરે
ચાર પૈસા ચકલેથી લેવા તેમાં આવડી લવરી કરે
હોટલવાળો સારો બાપુ ખભો થાબડી કહે છે ધન
શું થાય છે શેઠ હેંન્ડમાં તે સાંભળજો લગાડી મન
ખભો થાબડી ઠોકર મારી ઠુંસાથી ઠેલી મલ્યો
ઉપરા ઉપરી તેર ગણીને તમાચો તાણી મેલ્યો
જડબાર્ટાને ડાચું ભાગ્યું જડબું કચરી નાખ્યું અહીં
લાત મારી છાતીમાં કહે છે પોલીસ આની ઉભી રહી
પકડયા બંન્ને પેર કરીને મંજરો બહુ મોટો કીધો
અધકચરા થઇ અડધા પાછા રસ્તો જઇ લીધો સીધો
કાળાં મોંઢ લઈ ચાલ્યા આગળ પોઝીસન પુરૂ શરમાય
લજીયાંની આ ભારે ભીડમાં પાછા આવી અહીં અથડાય
પાશેર મેથી પાશેર ફુરી અડધો શેર આપી દેજે
પૈસા તારા જે થાય તે હિસાબે માગી લેજે

બેરી ઘરમાં ખહુ ખખડે છે ઘાણુ ધણીવાળે ઝાઝા
રખે પીઠામાં જઇને આજે બાટલીઓની રાખે માઝા
રોજ બાટલીઓ તોડી ફોડી નવરા નખોદવાળે ઘણું
રોજ ઊઠીને ટગટગ કરતાં કરતાં દીલનું ધાર્યું ખરૂં
નોકરી નાણાવટની કરતા ફરતા થઇને મન માન્યા
શરમ થાય છે સ્વામીજી આ ગુણો ગોઝારા આપના
પીયર વગાસીની ભાગોળ સાસરીયામાં શૂળી આ
દુઃખના ડુંગર દેખી ભડકા અંતરમાં ઊઠે છે આ
મા બાપો મૂકીને ચાલ્યા ચાલી ભાઇ ચૌટે ભમતા
ફ્રેન્ડોથી પ્રસાઇ વહાલા કયાં ટાઇટમાં જઇ ટળતા
સુખમાં સત્યાનાશ વળ્યુંને દુઃખ માથે આવ્યું આ ઢળી
દુઃખી અબળા દુઃખથી કહે છે ઉગારો ભાવેથી હરી
ચટકો ચૌટાનો લાગ્યો છે ઊઠી ઊભા થઈ જાતા
મુવાલી મમરા ખાઇને પીઠામાં જઇને ગાતા
વહાલી વિયોગ વેરી થાતો ચ્હેન જરા કંઇ પડતું નહિ
દેશી કાપડ દૂર કરીને ફેશનમાં આવોને અહિં
ગુલાબી આ બાલ તમારો દેશીમાં ડુલી જાતો
આજ કાલના પોઝીશનમાં વિદેશી રહે છે ગાતો
પ્રિયા કહે છે પ્યાર કરીને સ્વામી શું કરવા ધાર્યું
ધીકક પહેરી વિદેશી પ્રરવું કરતા નથી કેમ વાર્યું
ચબાવલી શું ચળી ગઇ છે વાત કરે આવી અહીંયાં
ખબર નથી કે જમસેદજીના પીઠામાં વહેંચી પેયાં
શરાબે શંકરને દેખું લૈયો લાવે દુણું ભરી

જે પીવે જન એક અહીં તે જાય હૃદય કઠ્ઠું તેનું ઠરી
ઉચકાળી ! ડાચાથી મારી દારૂની દુવાઇ દીધી
પીવાની પ્યાલી લઈ પોતે બાકીની સઘળી પીધી
કંથ સતાવે કંથ કકળાવે કંથ કાણો વાળે ઘરમાં
જોઇ બીચારી અબળા પોતે પત્થરથી કુટે કરમાં
હું અભાગી મળીયા સ્વામી નાથ જરા સમજે ના કાંઇ
પુંજીમાં મુકી પુળો આ દીન રડવાના પુરા આંય

---

## અમારા હોટલ વાસીઓને માટેજ.

અરે એ હિંદના જાયા કરી કયાં ભ્રષ્ટ આ કાયા
મુકી હોટલ મહીં માયા કરી કયાં ભ્રષ્ટ આ કાયા
નિશાખોર નામને બાળી જુવાનીને કરી કાળી
ચુસાવી દેહને પ્યારી કરી કયાં ભ્રષ્ટ આ કાયા
લગાવ્યાં બોર્ડ બહુ મોટાં ચલાવ્યાં નામ આ ખોટાં
ગરીબથી રાયને રાણા કરી કયાં ભ્રષ્ટ આ કાયા
ફસી ફરનીચરે ફાલી ચાટી ચેરો પરેચપણાં
અજીઠું એઠપર આંણી કરી કયાં ભ્રષ્ટ આ કાયા
બનાવી ફ્રેન્ડના ફ્રેન્ડો બગાડયા હોટલો માંહી
લાવી કરી ઝાલીને આંહી કરી કયાં ભ્રષ્ટ આ કાયા
પરીક્ષા પેરથી કરશો ચઢી હોટલ જઇ જાતે
વાગી આ ઠોકરે લાતો કરીને ભ્રષ્ટ આ કાયા
લજામણીએ લજાવ્યું છે સજાવ્યો ઠાઠ બહુ ભારી

ખુમારીમાં મરે ખાસા કરીને ભ્રષ્ટ આ કાયા
શીટા પર શેઠજી અડતા ઓર્ડરો હોંસથી કરતા
મુવાલી માન મહી મરતા કરીને ભ્રષ્ટ આ કાયા
લખ્યો છે લેખ આ ભાળી ભવાડા હોટલોના આ
નીહાળીને કહું છું કે કરી કયાં ભ્રષ્ટ આ કાયા



## પોલમપોલ ભટકતા ભગતરાજ.

ભગતજી ભજનમાં ભૂલ પડી—ભગતજી
પોલંમ પોલા જે દીઠું તે મેં આ લખી લીધું
ભાવ વિનાની ભકિત કરતાં પાશેર મીઠું પીધું-ભગ.
અડધો શેર અફીણ લાવીને આખો દહાડો ગાળે
ખું ખું કરીને ખુણા ભરતા બેઠા બેઠા માળે-ભગ.
મણકા પાછળ મણકો મુકી રામ રામ ત્યાં કહો છો
રાંડોની વાતો કરવામાં આખો દહાડો રહો છો-ભગ.
માયા રૂપી મંદિરમાં જઇ કિલ્લો તેનો બાંધો
આવીને શું રસ્તો આવો પ્રપંચોનો સાંધો-ભગ.
પરનીંદાનું પેઠું કરતાં જરા તમે ના થાકો
શારીને શંકારૂંગરમાં ભીખ માગવા નાખો-ભગ.
કુડાં કૃત્યથી કેર કરીને કર્મે શંખ લટકાવો
વારે વારે કહીએ તોપણ શરમ જરા ના લાવો-ભગ.
આઠ દિવસનો અડકાયો શું બેસે કરવા ભાષણ
ઊંઘમાં ઊટાં ઊભાં રાખી મૂકો શીર પાષાણ-ભગ.

પોલંમ પોલા પેલી કરવા પોથી પુરમાં વાંચો
આદુ ખાઇને અથડાતો આ ફુટે જઇને માથાં–ભગ,
રંગે રૂડી રીતે પુરી સુંદરીથી શરમાયે
અંધાધુંધીના અખાડામાં આખર ફરીને જાયે–ભગ.
ખટુકને બગલમાં ઘાલી બાને બહોળું કહેતા
ચીમરાએલા ચીભડા જેવા પ્રાલીને શું ૫રતા
બાપા થઇને બહારે બેસી બહુ ઝપાટા હાંકો
હડહડ કરતા હોકાને આ શું મૂકયો છે આંકો
કાકાની કાણો કુટવાને ઢેબરાં ખાઇને દોડો
શુકનમાં સર્પ સામો મળતાં ઉતર્યાં અહીં છે આડો
મમરા ખાઇને માખી મારો મરડી મૂછો રાખો
આવો ધાજો દોડી આજે સ્વાદ હરીનો ચાખો
રંગે રમવા રાસલીલામાં રૂપૈયા લો છો રેડી
આંતરડી ઉખેડી જોજો જઈ ચઢીને મેડી
બજારે બુકાની બાંધી ડાચાથી ડોલાવો
પર નિંદાનું પહેલું કરતાં આંખોથી ઉડાવો
લાંબા ટુંકા હાથ કરીને તારૂં મારૂં કહો છો
કાચી ડુંગરીનું આ ડચકુ ખાઇને શું રહો છો
ઘંટ વગાડી ઘેલા થઇને ભોળાને ભરમાવો
હદ ઉપરની વાતો કરતાં જરા ના શરમાવો
ખટપટના ખાડામાં જઇને ખુશી થઇને ખેલો
કંઠી બાંધી ગુરૂની આ થઇને જુઓ ચેલો
ચોરી કરતાં ચાખી લેજો, ચાલી જઈને ચાટે
નથી મળતી અક્કલ માગી જઇને જુઓ હાટે

નવરા થઇને નખોદ વાળો નાખો નવ નવ માળા
પ્રપંચોનાં પુતળાં ભાળી ઊઠે અંતર લાળા
ઉમરાથી ઓઠીંગણ દઇને ખાતા ચીભડું મોટું
ખરે રસ્તે ખરૂ કહેવું તેમાં શું છે ખોટું
નવટાંક નવરા થઇને ખાળો તેલ તાણીને નાળાં
પાછલી રાતના તોડવાને ભાઈ આવ્યા શું આ તાળાં
ફાટી મુઓ ફેલ કરીને ફફડીને શું કહે છે
મારા ઘરના પાછલા મેડા ઉપર જઇને રહે છે
ભાડુતી ભાળી ભગતને ભાર દઇને કહે છે
ઓ પ્રપંચી પોગળ તારૂં અહીંયાં આ શું કહે છે
ચૂલા પર જઈ ચપણું ચાટે ચાનું રાખી ચૂલે
આડોસી પાડોસી આગળ આ શું જઇને ફુલે
સીડી સાંકળ ઝાલી ચઢજો ચઢજો ચીતે ચાલી
કોણ જાણે કયાંથી પાકયા આવા આ મવાલી
રંગ રાગને તાલ તબલાનો તાણી તોષી ખાધો
તૂટી જાતો તાર હરીનો આવીને આ સાધો
વેર કરીને વહાલા થાતા થાતા થોળી ખાવા
સ્વારથીની સીતા પરી આગળ આ શું બેસો ગાવા
ફુલણજી પ્રાલીને ફક્કડ ફુલ ગળામાં નાંખો
મીચી જાતાં વાર નહિ લાગે રચ રે નિસાસો નાખો
મંડળીયો મેળામાં મોટી મળી લીલાઓ કરતા
કોણ જાણે કે કયા જનમનાં પાપ આવીને હરતા
દોડાદોડી દુઃખ કરવાનું જઇને કહું હું કોને
પ્રપંચી ભગતોને માઠું ભલે લાગતું છોને
છાણાં વીણી થાકી પાછા આવશે એ ઠેકાણે

આડા અવળી ચાડી કરવા ના જાશો એ કાણે
નાગા જનમ્યા નાગા જાશો નાગા જગ ગવાશો
ખટપટના ખાડામાં પડતાં પડતી રહેશે આશો
આંતરડાં શારીને અહીયો કાઢી આઘા રહે છે
અધુરૂં પુરૂં સમજીને વાંચો આ શું કહે છે
રામનામકી લૂંટાલૂંટી રામ લૂંટી કોઈ જાશે
ગોવિંદજીના ઘરમાં એના ગુણ ઘણા ગવાશે
ભૂલચૂકની માફી માગી કહે છે ભાઇલાલ અરજો
કરશો નહિ આવું કદાપિ એજ અમારી ફરજો



## ગાંડાભાઇનો ગોટાળો.

ગાંડાભાઇ ગાંઠવાળીને ઘેર પરોણા લાવ્યા છે.
વિવાહ સંબંધી વાતો કરવામાં ખરા કંઇ ફાવ્યા છે
ચાર જણા ચટણી ખાઉ જાગ્યા, નામો સુણજો નવરા થઇ
મુરખ આ સઘળા મલકાઇ, નામ લજાવે ખાલી અહીં
આશાભાઇ અમથા કાકાને પૂછીને પહેલા હરખાય
તલપાપડ તળસીભાઇ પોતે અથડાતા જઇ બેઠા આંય
વિચાર કરીને આવ્યા ચારે વિવાહ કરવા વેગે ધાય
અમથાની પુત્રી પરણાવી લેવા લાવા મનથી ચાય
ચતુર ચીભડાં ખાઇને ચારે ગાંડાને ઘેર આવ્યા છે.
ગાંડો ગોળ લગાડી કહે છે ખરા રંગમાં ફાવ્યા છે
આનું ચપણું ચાટી ચારે ગાંડાને ઘેર કહે છે શું
કુળદીપક વર શોધી આપો, નિરાશ કરી કાઢો છો શું
પૈસાની પરવા કરતા નહિ ચાંદલો કરશું ચાર હજાર
આપીને ઊઠાવી જઈશું, પછી શોભાવીશું અમ દ્વાર

અમથાને મન આખી આશા દીકરી પાછળ દેવું ધન
કુળવાનથી કામ ચલાવી સફળ કરૂં હું મારૂં મન
ગાંડો કહે છે ઘણાં ઘરો છે પણ નથી કોઇને કંઇ ભાન
પાંચ પચીસ કે સોની સરવીસમાં કેમ લોભાવું ભાન
પ્રલાણો પ્રાકી ખાએ છે ઢીકણો ધૂળ પ્રાકીને રહે
ખુશાલભાઈ ખીચડાખાઉને પચીસમાં પૂછો શું રહે
આનું કુળ આવું પાકયું ને પેલામાં પૂળો મૂકશો
બીજા ત્રીજામાં બાકાં મારી મુકીને પોકો રડશો
મારા ઘરમાં મારો કાકો પંચોમાં પહેલો નંમ્બર
ભણતો ભત્રીજો ભાષા આ સુણજો જન ચારે નંમ્બર
કાકીનો કુળ દીપક જયોતી ભાઇ મારો ભોળો પાકયો
આદુ ખાઇને અડકાયો આ મોહટાથી મહાલી થાકયો
ચોટે સઘળું ચોળી લીધું ધનહીણ થયો લાચાર
પણ આ કુળનો કટકો જોતાં લગન થયાં છે ચોથીવાર
ચોથાએ ચૌદશને દહાડે દેહ છોડીને દોડી ગઇ
અશકળે આવીને પાછી દશા ભાઇની આવી થઇ
માંગા આવે ભાઇને ભારે પણ ના કહેતા મુખથી
ગાંડો ગેલ કરીને કહે છે કરૂં આપનું હું તનથી
ચારેને મન વાત ખરી છે ગાંડાભાઇ ગુણ નહિ ભૂલીયે
કુળવાનથી કામ ચલાવી મુછો મરડવી નહિ ચૂકીએ
જેવા કુળમાં તમો અહીં છો તેવા અમો પણ આગેવાન
એક કહેતાં એકાસી હાજર એન્જ ખરૂં લઈ આવો જાન
મુરતીયાની ફોઇ ફુવાળે ઊભી ઊભી નામ ખોળે
ગોથાં ખાતા ગૌરીશંકર આવી ચઢયા અહીં આ ટાણે
ગણીત ગણીને ગૌરીશંકર નામ જણાવે છે મોટું

પાછલી રાતના બાર વાગ્યાથી નામે કહેશો કહું છોટુ
છોટુભાઇના છેહા વાળે કન્યાને કુવે નાખે
ક્રોધને ફુંક મારીને ચાલ્યા ગૌરીશંકર કહે મુખે
કુળવાન કુવામાં કુદે ધનવાળા ગાતા ગીતાં
રામ રામ શું કુળ દીપક આ કાર્ય થશે કે શું સીધાં
વરઘોડો વેળાસર કાઢી ફરકાવો સઘળે નિશાન
છોટુભાઇને છાસ ચઢાવો ઉંઘલાવી આપોને માન
વય પચાસમાં પુરા કરવા પાંચ બાકી જાણી લેજો
ભવિષ્યમાં ભૂતાં આથડતાં કન્યાને ધાગે લેજો
બીચારીના બાર વાગશે શું જીંદગીમાં ઝોલા ખાય
આ દાગીનો લાવી કુળમાં શું પિતા મનથી હરખાય
ચોળીમાં ચાર હજાર આપી કન્યાને કીધી કાળી
ચર્ચા ચર્ચિ વાતો ચાલે ઉપરા ઉપરી લે તાળી
ઘરડો વર ઘાણીએ ઘાલી ખોળ ખવાડી રાખે સાર
અમથા કાકા અઢીયો કાઢી આ લાવ્યા કયાંથી ભરથાર.
ધામધૂમથી લગન કીધાં ભાઇ પાછા ચાલ્યા પરણી
બંગાલી બબડી ઊઠીને કહે છે ભાઇ કયાં છે રમણી
મીંઢળમાં માંકણ મંડાણી છોટુભાઇએ છોડયું ભાન
બાર કલાકે પરભાર્યો એ સુતા જઇને છે સમસાન
બાળા બાળેશ્વરા જાણજો બેભાન થઇને રડતી
ગુલાબી ચહેરાપર આજે શામ જણાએ છે રમતી
માતાને મોઢા પર કહેતી પીતાને શું કહેવું હાય
જીંદગી આ ઝોલાં ખાતી તે કેમ સહન કરાશે લાય
કુળ કુવો ખોળો કાઢીને ધકાથા ઠેલી મેલી
અવનીમાં આથડતી રામા કયાં ચાલ્યા પ્રભુ મેલી

ચોરાસીમાં ચાર હજારને બારમામાં બારસો પુરા
તેરસની શરત્રણીમાં બાકી કરી દીધા સઘળા પુરા
કુળ કુવા પળ જઈને રડશો પોકો મોટી પાડી અહી
ગાંડાભાઇના ગોટાળા આ મુકયા પડતા લખવા અહીં
ભર જોબનમાં ભામા મરતી ભટકી મરતી ખાતી શું
રામ ભરોસે પુરૂં કરવા ગાંડો કહે છે આવીશ હું
ગોટાળો ગાંડાભાઇનો આ ધિક્કારી જણાવું છું.
આ વળી નવુંજ ધતીંગ એવું નામ બતાવું છું

---

## કોમીક.

## લહેરીલાલ પાપડવાડીમાં પધારજો.

ભાઇ વાંચીને વેગે વંચાવજો–ભાઇ
આની નકલો હજારો કઢાવજો.
આ બુક મારી આજ વાંચીને વેગે વંચાવજો.–
મનો ઉદ્દગાર મારા મનમાં સમાય છે
આની કોપીઓ ભાઈ જયાં ત્યાં વેચાય છે.–
ભાષણ કરવું એ મારૂં ડેલીનું કામ છે
ઉપર પાનાં એ જુઓ મુકયું તે નામ છે.–
હસી હસીને વાંચો એવું આ નામ છે
લખી બાખતો ભાઇ જુઓને આમ છે.–
ભાવે ભજને રામ ભાથુ આ બાંધજો
તરવાનો રસ્તો આવી જરૂર આ સાંધજો.–
પટેલ પોકારી કહે છે વાંચો જરૂર આ
વાંચી બીજાને વંચાવજો આ.–